# દેવતાઇ જાદુગર.

( સુંદર ચિત્રો સહિત. )

શા. જેશીંગભાઇ મોતીલાલ શાહની
પરવાનગીથી



છપાવી પ્રસિદ્ધ કરનાર.

છોટાલાલ છગનલાલ બુકસેલર.
રીચીરોડ—અમદાવાદ.

અમદાવાદમાં
ધી રત્નસાગર પ્રીન્ટીંગ પ્રેસમાં શા. અમરતલાલ
જેશીંગભાઇએ છાપ્યું.

આવૃત્તિ ૩ જી.　　　પ્રત ૨૦૦૦
સંવત ૧૯૬૯　　　સને ૧૯૧૩

કીમત ૦–૮–૦

# દેવતાઇ જાદુગર!

( સુંદર ચિત્રો સહિત. )

શા. જેશીંગભાઇ મોતીલાલ શાહની
પરવાનગીથી

છપાવી પ્રસિદ્ધ કરનાર.

છોટાલાલ છગનલાલ બુકસેલર.

રીચીરોડ—અમદાવાદ.



અમદાવાદમાં
શ્રી રતનસાગર પ્રીન્ટીંગ પ્રેસમાં શા. અમરતલાલ
જેશીંગભાઇએ છાપ્યું.

આવૃતિ ૩ જી. પ્રત ૨૦૦૦

સંવત ૧૯૬૯ સને ૧૯૧૩

કીમત ૦—૮—૦

અમારૂં છપાવવાનું કામ.

# રત્નસાગર

છાપખાનામાંજ કરાવજો.

---

કેમકે, આ છાપખાનામાં અનુભવી મેનેજરની દેખરેખ નીચે કેળવાએલા કામદારોથી નવા ટાઇપ અને નવા સાંચાઓ ઉપર સુંદર અને સફાઇબંધ કામ જેવું કે ગુજરાતી, ઈંગ્રેજી સંસ્કૃત તથા જોબકામ ( કંકોતરીઓ, કાર્ડો, હુંડીઓ, ચેકો, ફારમો, નોટપેપર, બીલબુકો, ચીઠીઓ ) વિગેરે ઘણીજ કાળજીથી તથા ગ્રાહકોને મનપસંદ અને મુદતસર કરી આપવામાં આવે છે. બહારના ગ્રાહકોના ઓરડરપર પુરતું ધ્યાન આપી જોઇતી સગવડ કરી આપવામાં આવે છે. એક વખત અમારા છાપખાનાની મુલાકાત લેવા અમારા કદરદાન ગૃહસ્થોને ખાસ ભલામણ કરીએ છીએ.

શાહ. અમરતલાલ જેશીંગભાઇ.
ધી રત્નસાગર પ્રીન્ટીંગ પ્રેસના મેનેજર.
ત્રણ દરવાજા—અમદાવાદ.

# પ્રસ્તાવના.

પ્રસ્તાવના, એ પુસ્તકનો પવિત્ર શણગાર છે, કારણ કે તેમાં ગ્રંથની ગુંચવણનો તથા ગ્રંથકાર પોતાના મનનો ખુબ બારીકીથી ભેંખાશે કાઢી શકે છે, તો હું પણ શા માટે ન લખું? પ્રસ્તાવના ન લખું તો પુસ્તક હલકું ફુલકું અને લુખું લુખું લાગેજ લાગે!!!

ગ્રંથોદય ઈચ્છક ગ્રાહકો? હું જણાવવાની રજા લઉં છું કે માત્ર બે વરસની ટુંક મુદતમાં મંત્ર વિદ્યા સંબંધી ગુજરાતી પુસ્તકોનાં જુદાં જુદાં રૂપ—રંગમાં લગભગ ૮૦૦૦ આઠ હજાર પ્રતો નીકળી ગઈ, અને તે ચટણીની માફક ચટીચોટ ખપી પણ ગઈ! ત્યારથી મારી તો ખાત્રી થઈ જ, કે હજુ આ આર્યવિદ્યાપર પ્રજાનું લક્ષ (જો કે હાલમાં તેમાંની કેટલીક વિદ્યા સાધ્ય થતી નથી તોપણ) છે.

સાધ્ય ન થવાનું કારણ એમ જણાય છે, સંભળાય છે કે કેટલીક વિદ્યા સાધ્ય કરતી વેળા તેમાં અનેક વસ્તુઓનો ઉપયોગ કરવો પડે છે, હવે તે વસ્તુઓ સુકી કે લીલી, તાજી કે ઠંડી, મુળ કે પાંદડાં, તેની ખબર ન હોવાથી ક્રીયામાં ગોટાળો વળે છે અને તેથી તે સાધ્ય થઈ શકતી નથી. તેમ કેટલીક વિદ્યાઓમાં સાધ્ય વિધી એવી અસત્યતા ભરી છે કે તે માલમ હોય તો પણ પ્રગટ કરવી એ હું સલામતી ભર્યું જોતો નથી.

આતો વાત સિદ્ધ છે કે કેટલાક રોગો જેમ દવાથી મટે છે, તેમ કેટલાક રોગ મન શંકા ટળવાથી ટળે છે, જેના માટે એક વારતા પાછલા ભાગમાં વાંચનારાઓની દ્રષ્ટીગોચર પડશે; અને તેજ કારણથી આ પુસ્તક પ્રગટ કરવામાં મેં મારો ધર્મ માન્યો છે, કારણ કે તે ભણેલાઓ વાંચે, અને અભણ તથા વેમી લોકોને જાદુ જાણનારનો ડોળ ઘાલનાર ઠગોના ઝપાટામાં જતા અટકાવે, એમાં મંત્ર શાસ્ત્રનાં પુસ્તકો, લોકવાયકાઓ અને અજમાવેલા અખતરાઓ સમાવવામાં આવ્યા છે.

મંત્ર સંબંધી સંપુર્ણ ખુલાસાની ઘણા ગ્રાહકો તરફથી માગણી થવા લાગી, અને તેના માટે કેટલાક વાંચનારાઓએ પત્રો, કાર્ડો, રીપ્લાઈ કાર્ડો તથા ટીકીટો સુદ્ધાંત મોકલવા માંડયાં, પણ અવકાશની ખામી તથા બીજા કેટલાક ખાનગી કારણોથી એકદમ ઉતાવળથી ખુલાસા વાર પુસ્તક તૈયાર થઇ શકયું નહોતું, તેથી જવાબ આપવામાં નકામો વખત ન ગાળતાં તાકીદે આ પુસ્તક તૈયાર કરી તેમની હજુર મુકવા મનેચ્છાઓ દોડાવી; અને તે મુજબ હું વર્ત્યો પણ છું તે સૌએ જોયું.

લી. ભાષાંતર કર્તા.

# દેવતાઇ જાદુગર.

## મંત્ર સાધન વિધિ.

કોઇ પણ મંત્ર સાધવો હોય તો જે દિવસે અથવા રાત્રે ગ્રહણ મધ્ય ભાગે આવે તે વખતે અથવા કાળી ચૌદસ એટલે આસો વદી ચૌદસની રાત્રે નદી, તળાવ સમુદ્ર અથવા વાવ્યમાં ગળાસુધી પાણીમાં ઉભા રહી અથવા આદિતવાર ( રવીવાર ) મંગળવાર કે શનીવારના દિવસે સ્મશાન (મસાણ) ભૂમિએ રાત્રીને વખતે જઇ જે મંત્ર સાધવો હોય તે ૧૦૮ વખત ગોખી યાદ કરવો કે તે સિદ્ધ થશે. પણ જે જગ્યાએ મંત્ર સાધવા બેશીયે તે જગ્યાયે જીવજંતુની તપાસ કરી ગાયના છાંણ અને માટીથી લીંપી શુદ્ધ કરી, ઉત્તમ નક્ષત્ર વખતે ઇંદ્રજાળ મંત્ર બોલતાં બોલતાં બેસવાના આસનની આસપાસ પાણીનું ગોળ કુંડાળું કરવું કે જેથી સાધના વખતે કાંઇ પણ વિઘ્ન ન આવી શકે. બાદ પલાંઠી વાળી છડા પાટલાપર બેસવું, અને સામે બાજોઠપર ઘીનો દીવો કરી કાળી અગરબત્તી તથા લોબાનનો ધુપ કરી મંત્ર જપવો શરૂ કરવો કે જેથી સાધ્ય થશે. પણ દર વરસે આ પ્રમાણે મંત્ર સિદ્ધ કરવો જોઇએ. મંત્ર સાધનારે સાધવાની વખત પોતાના ઘેર, તથા પાસેની પા-

લીસ ચોકીએ ખબર આપવી એ વધારે સારૂં છે કે જેથી ખોળ ખોળ કે ગભરાટની નાહક પીડા પડે નહી.

વનસ્પતી સાધન—જે વનસ્પતી મંત્રના ઉપયોગમાં લેવી હોય તો શનીવારે સાયંકાળે અથવા મંગળવારે પ્રભાતમાં કોઇની પણ સાથે વાત કર્યા વિના મુગે મોઢે જ્યાં હોય ત્યાંથી તોડી લાવી ઉપયોગમાં લેવી. લેવા જતાં અથવા લઇને આવતાં કોઇની પણ સાથે વાત કરી કાંઈ બોલ્યા તો તે વનસ્પતિ જુઠી પડશે. માટે આ બાબતની સાવચેતી રાખવી.

## इंद्रजाल मंत्र.

ॐ नमोनारायण, यविश्वमरायइंजालको तुकानेहर्षंदक्षसिद्धस्वाहाः ॥

વિધી:—આ પુસ્તકમાંનો કોઇ પણ મંત્ર સાધતી વખતે વિઘ્ન ન આવે તે માટે આ મંત્ર જપતાં જપતા આસનની આસપાસ જળનું કુંડાળું કરવું.

## देह रक्षक मंत्र.

ॐ परब्रह्म परमात्मने मम शरीर पाही पाही कुरु कुरु स्वाहाः ॥

વિધી:—આપણાપર કોઇ મુંઠ ચોટ મારવાનો શક ભય હોય તો તેના પહેલા આ મંત્રનો ૧૦૮ વખત જપ કરવો કે જેથી કંઇ પણ ભય રહેશે નહીં. તેમ ૨૬ં ચોટ લાગશે પણ નહીં.

## भूत उतारण मंत्र.

ॐ नमो आदेश गुरुको हनुमंत बीर बजरंगी ब्रजधर डाकीनी, शाकीनी, भुत, प्रेत, जीन्दको ठोर ठोकर मार मार नही मार नीरंजन नीराकारकी दुहाइ ॥

વીધી—શનીવારના દિવસે દરરોજ મારૂતી (હનુમાન) ની પુજા કરી આ મંત્ર ૧૨૧ એકુશો એકવીસ વખત જપવો. આ પ્રમાણે એકવીસ શનીવાર સુધી જપ કરવાથી મંત્ર સિદ્ધ થશે. પછી જ્યારે ભૂત ઉતારવું હોય ત્યારે અડદના દાણા મંત્રીને છાંટવાથી તેજ વખતે ભૂત પ્રેતનો જે વળગાટ હશે તે એકદમ નાશી જશે.

## सभा मोहिनी मंत्र.

राइ सीर श्रीम सामादुला धौळी दुब गंगा बैहे वांधी कुटी अंग मरदन कीजे ताते पाणी न्हावैरे मस्तक तीलक करे कैसरीको राज दवारे जावैरे देखो सभा सबको मन मोहे मोही विगावैरे ॥

વીધી—આ પ્રમાણે કરવાથી સભાજનમાં ઘણું માન મળે, વૈરી પણ વશ થાય અને કીર્તિ વધે, તથા ઇચ્છીત કાર્ય થાય.

## दाढ दुखती टाडवानो मंत्र.

ॐ नमो कामरुदेव कमलादेवं ज्यां बसे इस्मायल जोगी, इस्मायल योगी पाली गाय, नीत उठी बनमें चरवा जाय, बनसे चरै सुको घुमड जगायने, गौबर कीयो जामे नीपज्या कीडा सात, सुत सताला पुंछ पुंछाला घड पीला, मुह काला, दाड दांत गालै मसुदा गालै मसुरै पीडा करे तो गुरु गोरख नाथको दुवाह फीरे॥

ક્રીયા—આ પ્રમાણે મંત્ર ત્રણવાર બોલી લોઢાના ખીલાને ફુંકો મારી મંતરવો પછી તે ખીલાને પીપળાના ઝાડે જડી દેવો. આ પ્રમાણે સાત વખત કરવાથી થોડા વખતમાં દાઢ દુખતી મટી જશે.

---

## आंख्य दुखती मटाडवानो मंत्र.

ॐ नमो झल मल जहर ॥ भरी तलाइ अस्तायल पर्वे ॥ आइ फुटेन पाकै करै न पीडा ॥ यती हनुमत राखे हीडा ॥

વીધી—આ મંત્રને સાતવાર ભણી લીંબુના ઝાડનાં પાંદડાંવતી ઝાડવાથી આંખ દુઃખતી મટીને શાંતી થાયછે.

## अंगे धरुज चडती उतारवानो मंत्र.

ॐ नमो सारकी छुरी धारका वान ॥

हुक नचतेहे मुरसद जवानकी आण ॥

क्रीया—આ મંત્રને સાત વખત જપી છરીવતી ઉતારવું. બાદ તે છરી જે જમીનપર અફાળવી તેથી ધરૂજ ચડતી ઉતરી જાય.

## साप उतारवानो मंत्र.

ॐ नमो गुरू महेश्वर ॥ सिसि अव कायाकी पाणी ॥ पियाली अव कोइ होउनी वीप॥न होउ वोलीका हार ॥ आज्ञा गुरू गोविंद कार ॥ कोटी आज्ञा हय गुरुकी शक्त मेरा भक्त ॥ चलोमत्र इश्वरी वाचा ॥ सत्य गुरुको मंत्रंज साचा॥

વીધી—આ મંત્રને સાતવાર ભણીને પાણી મંતરી જે શખસને સાપ કરડયો હોય તેને તે પાણી કરડેલી જગાએ લગાડવું તથા થોડું પીવું તેથી ઝેર ઉતરશે. પણ જે,

સખસે આ મંત્ર સાધ્યો હોય તેણે ગોંગરી, વંતાક, દુધ, મગ વીગેરે ખાવું નહીં તેમ પાણીનો રેલો, લાકડું તથા કીડી કે, મકોડાની હાર ઓળંગી જવી નહી. નહીં તો મંત્ર જુઠો થઈ જશે માટે સાવધ રહેવું.

---

## नजर उतारवानो मंत्र.

ॐ नमो गुरु आदेश ॥ तुंज्या नामे भूत पळे भेत पळे॥ खवीस पळे, सब पळे, अरीष्ठ पळे ॥ न पळे तर गुरु गोरखनाथकी बींद ॥ माही चले गुरूकी संगन मेरो भगत ॥ चले मंत्र इश्वरी वाचा सत्य गुरुका मंत्र साचा ॥

વીધી—આ મંત્ર સાતવાર ભણી પીછુની મંતરી લગાડવાથી લાગેલી નજર તરત ઉતરી જાય છે.

---

## मंत्र बीजो.

बांधु बांधु नजर बांधु दुश्मनकी आंख बांधु ॥
आंखकी कमान बांधु जा वे जा उतरजा ॥
लगी नजरसो बाचा चुके तो वीर हनुमानकी ॥
और लक्षमन गुरु गोरखनाथकी आण फोरे ॥
स्फुरो मंत्र इश्वरी वाचा सत्य गुरुका मंत्र साचा ॥

વિધી—આ મંત્ર અગીયાર વખત જપી ભષ્મ મંત્રી કપાળે લગાવી હોય તો નજર (દ્રષ્ટી) ન લાગે અને લાગેલી હોય તો તે ઉતરી જાય તથા શનીવારના દીવસે એકવાર જપી એક ગાંઠ વાળવી એ પ્રમાણે અગીયાર વખત મંત્ર જપી અગીયાર ગાંઠો વાળી જેને નજર લાગી હોય તેના ગળાને દોરો બાંધવાથી નજર ઉતરી જશે તથા જ્યાંસુધી તે દોરો હશે ત્યાંસુધી કદી લાગશે પણ નહી.

---

## आदाशीशीनो मंत्र.

ॐ नमो दुघटा तो वनमे ॥ बसै लिपटा वस कवाय ॥
क्षशि परडी कही चालीमें ॥ आदाशीशी उतरजा ॥

વિધી—રવીવારે અથવા મંગળવારે પાણી લેઇ આ મંત્ર આઠ વખત જપવો બાદ તે પાણી આંખે છાંટવાથી આદાશીશી ઉતરી જાય કદાપી પાણીને બદલે વીભુતી (રખ્યા) ની ચપટી ભરીને પણ જો દુખતી જગ્યાએ આંચકા કર્યા હોય તો આદાશીશી મટે.

---

## वींछी उतारवानो मंत्र.

बिस मिल्ला रहीमान रहीम, पीर पेगंबर रसुल्के मा-

लाडर,ईश्वर हाणजे उतराव, विंछु उतारो राजा रामकी दुवाइ.
गुरु संगंन मेरा भगत, स्फुरो मंत्र ईश्वरी वाचा ॥

વીધી—આ મંત્ર ગ્રહણને દીવસે ગળાસુધીના પાણીમાં રહી જઇ એકવીશ વખત જપી સાધી લેવો પછી જેને કરડયો હોય તેને રાખવતી ઝાડકતા જવું કે તેથી આરામ થશે.

---

## मंत्र बीजो.

ॐ नमो सुरह गाय, परवतपर चरवा जायँ;
सुर चरे सुका घुमड, सुरहगायने गोबर कीयो.
जामें उपजा विंछु सात, को लौके कळ वाळयो;
सांप सरपनी धोल्यै उभी, लै पीळो उतरे;
ताडु तारू नही गरुड मोरको हुंकारू ॥

વીધી—આ મંત્ર સાત વખત જપી પાણીના ભરેલા લોટાપર સાત ફુંકો મારી પાણી મંત્રી જેને કરડયો હોય તેને પાણી પાવાથી વીંછી ઉતરી જશે.

---

## मंत्र त्रीजो.

काळा विंछु कवंडे पाप, उतर विंछु पातालमे जाप;

गुरूकी शक्ती मेरी भक्ती फलो मंत्र इश्वरी वाचा ॥

વીધી—આ મંત્ર ભણતાં જવું અને શાખવતી અથવા આંમલીની ડાળીવતી ઝાડકતા જવાથી વીષ ઉતરી જશે.

## मंत्र चोथो.

अरे अरे विंछु होता कोठे वारुली होता होता छेइच, सुरी कुटा तिडक जोर न जाय न उतरे तर तुला गुरुकी आंण मंगळाची आण स्फुरो मंत्र इश्वरी वाचा सत्य गुरुका मंत्र साचा ॥

વીધી—આ મંત્ર જપી લુગડાને વળ ચડાવી તે જમીનપર પછાડવું એમ સાત વખત કર્યાથી વીંછી ઉતરી જસે.

## तावना मंत्र.

आसमानका तारा पवनका मारा,, दुश्मन पापका बीर मारा; सवा घडी तीन पहोरमां नहीं मारे, पीछे फीरे वोत्र तुनी कुंड परा[illegible]डमा पडे, कुंवारी कन्याको विहाळमां पडे, स्फुरो मंत्र इश्वरी वाचा सत्यगुरूका मंत्र साचा ॥

વીધી—આ મંત્રને સાતવર ભણી દોરાને સાત ગાંઠે વાળી તાવ આવ્યો હોય તેના ગળે બાંધવાથી તાવ ઉતરી જાય.

---

## रोग शान्ति मंत्र.

ॐ नमो आदेश गुरूकु ॥ वारु रखे वालकी कपाल रखे जोगना ॥ मुख रखे कुंभकर्ण पीठ रखे वीभीषण ॥ नख रखे नरसींह कलेजी रखे कालो भवानि ॥ कंमर रखे कंबारका देव, पींड रखे गोरखनाथ ॥ पड़ा प्राण सात रखे गुरु के पारा ॥ गुरुकी शक्ती मेरी भक्ती चलो मंत्र इश्वरी वाचा॥

વીધી—આ મંત્ર સિદ્ધ કરી સાતવાર વીભુતી મંત્રી કપાળે લગાડવી.

---

## झेर उतारवानो मंत्र.

गंगा गोरी दोउ राणी, टाकण मारो करी वीष पाणी; गंगा पीटे गौरी खाय, अढारा भीर निष नविष होजाय, गुरुकी शक्ती मेरी भक्ति चलो मंत्र इश्वरो वाचा ॥

વીધી—પાણી મંત્રી જેને ઝેર ચડયું હોય તેને પાણી પાવાથી ઝેર ઉતરશે.

---

## धंधो वधारनार मंत्र.

काली कंकाली महाकाली, सर्व सुंदरी जाप व्हाली ॥
चार वीर भैरू चोराशी, तपतो पुंजु पान मीलाइ ॥
अब बोलो कालीकी दुहाइ.

[illegible] રોજ પ્રાતઃકાળે સ્નાન કરી સ્વચ્છ થઇ આ મંત્ર ૪૯ વખત જપવાથી ધંધો રોજગાર સારો ચાલે અને [illegible].

---

## ભુત દેખાય.

ગ[illegible] [illegible] તેલ, પારો ને જસુસો પારો રાખે તો વારે ઘડીએ [illegible] દેખાય.

## પાણીનું દુધ બનાવવાની રીત.

પાણીનાં અંદર થોડો લેટ ઓફ સ્યુગર ( સ્યુગર લેડ ) નાખવું અને તેને જરાવાર હલાવવું એટલે પાણીનો રંગ બદલાઇને પાણી દુધ જેવું થશે પણ એ પાણી કોઇને પીવા દેવું નહીં કારણ એ પાણી ઝેરી છે માટે સંભાળી રાખવી.

## હાથમાં દીવો બાળવાની રીત.

સમુદ્રફેણ તથા ગંધક બંનેને વાટી દીવેટમાં ઘાલી તેલના કોડીયામાં તે બતી મુકી દીવો કરે તો ગમે એટલો પવન હોય તોપણ દીવો હોલવાય નહીં.

---

## શીકાર મરે અને ઘા નહીં દેખાય.

બંદુકમાં પારાની ગોળી ભરી લુગડાંની આડમાં રહીને જો બંદુક મારે તો શીકાર મરી જાય પણ તે શીકારને કઈ જગોએ ઘા વાગ્યો છે તે માલમ નહીં પડે.

---

## બંદુકમાંની ગોળી પકડી લેવા વિષે.

જ્યારે એ ખેલ કરવો હોય ત્યારે પ્રથમથી એકાદ ગોળી તૈયાર કરવી, અને એક સીસાની ગોળી તૈયાર કરવી પછી બંદુક ભરતી વખતે પેલી સાસાની ગોળી બતાવી તેને બદલે લોકની નજર ચુકવી પેલી દારૂની ગોળી અંદર નાંખવી અને પેલી સીસાની ગોળી પોતાની પાસે છુપાવી રાખવી પછી બીજા આદમીના હાથમાં બંદુક આપી પોતે સામી બાજુપર જવું અને પછી બંદુક ફોડવા કહેવું જેવી તે બંદુક ફોડે તેવો જરા જરા ઉંચો હાથ કરી ગોળી પકડતા હો તેમ કરવું પછી પેલી હાથમાં રાખેલી ગોળી લોકોને બતાવવી કે જુઓ આ ગોળી બંદુકમાંથી મેં પકડી.

## ।। श्री सूर्यना मंत्र ।।

ॐ आ कृष्णेन रजसा। वर्तमानो निवेशयन्न
मृतं [redacted] वितारथेना देवो
याति भुवना।। निपश्यनू।।स्वाहा।।सूर्यनारायण.



॥ श्रीचंद्रनो मं[illegible] ॥

ॐ आप्या[illegible] स्व[illegible]मे[illegible] ते विश्वतः सोमवृष्ण्यं

॥ भवांवाजस्यसंगथे ॥ स्वाहा ॥ [illegible] प्र ॥



॥ श्री भौमनो मंत्र ॥

ॐ अग्निमूर्धा दिवः ककुत्पतिः पृथिव्या अयं,
अपांरेतांसि जिन्वाते ॥ स्वाहा ॥ मंगलं ॥



## ॥श्री बुधनो मंत्र॥

उद्बुध्यध्वंसमनसःसखायःसम[illegible]ग्निमिंध्वं,
बहवःसनीळाः।दधिक्रामग्निमुषसंचदेवी,
मिंद्रावतोवसे।निह्वयेवः॥स्वाहा॥बुधदेव॥



॥ श्रीबृह[illegible]तिना मंत्र ॥:

ॐ बृह[illegible]त अति यदर्यो अर्हाद्युमा द्धेमाति क्र
मज्जनं [illegible]च्छ वस ऋत प्रजात तदस्मा
सुद्रविणं धेहि चित्रं ॥ स्वाहा ॥ गुरुः बृहस्पति.



॥ श्री शुक्रनो मंत्र ॥

ॐ शुक्रः शुशुक्वांउषो नजारः प्रप्रा समीची
दिवो नज्योतिः । स्वाहा ॥ शुक्र ॥



श्रीराहुनो मंत्र.

सुपद्रुतीसदावृधःसखाकयाशचीष्टया वृता स्वाहा ॥



**જંત્ર ૪ થો. ગર્ભદુખ ટાળક. ગણપતી.**

આ જંત્ર કાંસાની થાળીમાં લખી ધૂપ દેવો. બાદ ગર્ભવતી સ્ત્રીને પાવાથી પીડા થતી અટકશે. પાણી અંદર રેડીને પાવું.






**જંત્ર ૩ જો.**

રાજ સભામાં માનપામવાનો જંત્ર.

આ જંત્ર કસ્તુરીઅને કપુરના રસ માં લખીપાસે રાખે રાજસભામાં જવાથી માન મળે છે. મનસીલ ને કપુર કેળાનારસમાં મેળવી ચાંદલો કરે તો રૈયત વશ થાય.

હનુમાન.

## ગુલાબના ફુલ કાઢવા વિષે.

ગુલાબના અથવા બીજી કોઈ પણ જાતના ફુલ કાઢવા હોય તો સઘળી જાતના ફુલ તમારે તમારી પાસે છુપાવી રાખવાં અને જરૂર પડે ત્યારે પોતાની ચાલાકીથી કોઇ નહીં જાણે એમ તે છુપાવેલા ફુલ કાઢવા પણ હોંશીઆરી રાખવી. તે તમે ક્યાં છુપાવ્યા છે તે કોઇ જાણી શકે નહીં એવીજ રીતે તમે કાંઈ પણ વસ્તુ છુપાવી રાખશો તો તે ભરી સભામાં સેહેલથી કાઢી શકશો પણ હોંશીયારીથી કામ કરશો તો, નહીં તો પકડાઈ જાશો અને આબરૂ જશે માટે ખેલ કરતાં પહેલાં થોડા દહાડા તે ખેલને ઘર આગળ પાકો કરવો અને હુસ્ત 'ક્રીયાની ચાલાકી વધારવી.

---

## કાગળ ઉપર લખેલા અક્ષર ઉડી જાય.

નોસાગર સુહાગો અને સીંદુર એ ત્રણ ચીજને સરખે ભાગે લઈ વાટી તેની સાથે લખેલા અક્ષ ના કાગળ તડકે સુકવાથી અક્ષર ઉડી જશે અને કાગળ કોરો થઈ જશે.

---

## લીંબુનો રસ શીશીમાંથી ઉડાવવાનો ઉપાય.

એક શીશીમાં લીંબુનો રસ ભરી તેમાં થોડી પીલી કોડીની ભસ્મ નાંખવી અને આંગળીથી શીશીનુ મોં બંધ કરવું. શીશી માંહેલો રસ ઉડી જશે.

---

## તંત્ર ૬ ઠો.

### ભુતીઉં લીંબુ.

પારો તથા નવસાગર સરખે વજને લેઈ એક લીંબુમાં ઝીણું કાણું પાડી તેમાં ભરવું ને કાણું મીણવતી બંધ કરી તે લીંબુને તડકે મુકશો તો પટોપટ કુદવા માંડશે ને જોનારને ભુત ભરાયું છે એમ જણાશે.

---

## તંત્ર ૭ મો.

### દેવતા વિના ધાણી શેકાય.

જુવારના થુવેરના સાત પટ આપીને તડકે સુકવી રાખવી. પછી જયારે ખેલ કરવો હોય ત્યારે થોડી વાર આગમચ તડકે સુકવી સુપડામાં ભરી લેઈ ઉછાળશો તો ફુટફુટ ધાણી ફુટશે પણ તે કોઇને ખાવા દેવી નહીં. ઝેરી છે માટે.

---

## તંત્ર ૮ મો.

### મેથીની ભાજી ૦ા કલાકમાં ઉગે.

પ્રથમ મેથીને ચણાના ખારમાં ભીંજાવી સુકવવી. એવી રીતે પંદરવાર પટ દઇને છાયડામાં સુકવી તૈયાર કરવી. પછી ખેલ કરતી વખતે થોડી મટોડી તથા છાણ પાથરી પાણી છાંટી તેમાં મેથી વાવવી ને ઉપર ટોપલો ઢાંકી ૦ા કલાક કેડે ભાજી ઉગેલી નજરે આવશે.

---

## તંત્ર ૯ મો.

### શીશામાં અંગારા દેખાય.

સારા ઉંચા બ્રાન્ડીના શીશામાં થોડો ગંધક નાંખી તે શીશાને અંધારામાં મુકી જોશો તો શીશામાં અંગારા દેખાશે તેને હાથમાં લીધે દઝાશે નહીં.

---

## તંત્ર ૧૦ મો.

### લીંબુનો રસ ઉશડવો.

એક શીશીમાં લીંબુનો રસ ભરી તેણાં થોડી વીળી કોડીની ભસ્મ નાંખી ઉપર આંગળી ઢાંકશો તોપણ રસ ઉડી જશે ને જોનાર અજબ થશે. અક્કલના ખેલ એવા છે દોસ્ત!!!

---

## તંત્ર ૧૧ મો.

### પાણીનું દુધ બનાવવા વિશે.

ઝીણી મલમલનો એક કકડો લેઈ તેને ભેંસના દુધમાં વીસ પચીસવાર પલાળી સુકવો બાદ જ્યારે ખેલ કરવો હોય ત્યારે તેને પાણીમાં બોળવાથી તે દુધ દુધ થઇ જશે

---

## કાર્ય સિદ્ધિ કોડી.

એક સ્વચ્છ સફેદ સ્વરૂપવાન અને આકારે નાહાની, વજનમાં હલકી કોડી લઈ તેને સ્વચ્છ નિર્મળ જળથી ધોઈ

નાંખી તેના મોંમાં પારો તથા લીંબુ ભરી રાખ વતી બંધ કરવું પછી તે મોંમાં રાખી જે કાર્ય કરીએ તે સિદ્ધ થાય તથા સાપનું મોં ચડે નહીં.

---

## રાજેંદ્ર વશ કરવાની વિધિ.

કેસર, ચંદન, કપુર, ગોરોચન, ગાયના દુધમાં ઉકાળી ને કપાળે ચાંલ્લો કરવાથી રાજ્યપતિ વશ થાય છે.

---

## કંકાસની ક્રિયા.

ઉંદર અથવા કાળી બિલાડીના વાળ શનીવારે જે પુરૂષ ઘરમાં લાવે તેને ત્યાં રોજ કંકાસ થયાં કરે.

---

## ઘરમાં સાપ ન રહે.

સિંહની ચામડી અને ડુંગળીનો કાંદો ભેગા રાખે તો ઘરમાં સાપ આવે નહીં. તેમ ઘરમાં હોય તો તે ત્યાં થી જતા રહે.

---

## વશીકરણ.

સીંદુર કંકુ તથા ગોરોચન તે સઘળાંને ખાંડી તેનો ચાંલ્લો કપાળે કરવાથી જે લોકો તે જુવે તેઓ વશ થઇ જાય છે.

---

## બીજો ઇલાજ.

મનશીળ અને કપુરને કેળાના રસમાં મેળવી ચાંદલો કરવાથી પણ સર્વ કોઇ વશ થઇ જાય.

---

## વશીકરણ યંત્ર.

| | | | | | | | | | |
|---|---|---|---|---|---|---|---|---|---|
| ત્તીઁ | ત્તીઁ | ત્તીઁ | ત્તીઁ | ત્તીઁ | ત્તીઁ | ત્તીઁ | ત્તીઁ | ત્તીઁ | ત્તીઁ |
| ત્તીઁ | ત્તીઁ | ત્તીઁ | ત્તીઁ | ત્તીઁ | ત્તીઁ | ત્તીઁ | ત્તીઁ | ત્તીઁ | ત્તીઁ |
| ત્તીઁ | ત્તીઁ | ત્તીઁ | ત્તીઁ | ત્તીઁ | ત્તીઁ | ત્તીઁ | ત્તીઁ | ત્તીઁ | ત્તીઁ |

વિધિ—આ મંત્ર લખી જે પુરૂષ પોતાની કમ્મરે બાંધે તેને તેની સ્ત્રી વશ થાય તથા સ્ત્રી આ યંત્ર કેડે બાંધે તો પુરૂષ વશ થાય.

---

## નાળીએર પોતાની મેળે ફુટે.

થોરીયાનું અથવા આકડાનું દુધ લેઇ તેના સાત પર નાળીએરના છોતરાં કાઢી નાંખી તેના મધ્ય ભાગે ગોળાકારે લીટીહાર દેવાથી તેને તડકે મુકવું એટલે તેને સુરજનો

તડકો લાગવાથી તડાક દઇને નાળીએર પોતાની મેળે ફુટી જશે.

---

## માટીના કાચા ઘડામાં પાણી ભરાય.

માટીના કાચા ઘડાને કુંવરના પાઠાના રસના સાત પટ દીધા પછી તેમાં પાણી ભરીએ તો તે ફુટે નહીં એ ખાત્રીથી સમજવું અને જોનાર તો જરૂર અજબ થાય છેજ.

---

## આંબો ઉગાડવો.

વડોદરામાં જે અંકોળનું તેલ મળે છે તે તેલની બાટલીમાં કેરીનો ગોટલો પલાળી તેને કાળી માટીમાં વાવવા બાદ તેનાપર ચણાખારનું પાણી ઘડી ઘડી છાંટવાથી પા કલાકમાં આંબો ઉગી નીકળશે.

---

## ખવીસ સાધવાની ક્રિયા.

જે દીવસે આકાશમાં ખુબ ચાંદણીઓ ઉગી હોય તે દીવસે રાત્રે અગાશીમાં સાત કાંકરીઓ લઇ બેસવું. પછી જેમ જેમ ચાંદણી ખરતી જાય તેમ તેમ એક એક કાંકરી ઉપાડી લેવી એવી રીતે સાતે કાંકરીઓ ઉપાડી લઇ સવારે પાણીના કુવા ઉપર જઇ પાણી ભરીને જે બૈરી જતી હોય તે બૈરીના ઘડાપર મારવી એથી તેનો ઘડો ફુટી જશે. તમારે તે બાઇને તેના ઘડાના પૈસા આપી સંતોષવી પછી તે ફુટેલા ઘડાનો કાંઠલો લઈ સાંજની વખતે જે બા

જુથી ઢોરાં ચરીને ગામમાં આવતાં હોય તે ઠેકાણે જઈ બેસવું. પણ તેટલામાં નજીક મંદીર કમાડ બંધ હોયતેવું એવું પછી જે વખતે ડોરો ગામમાં પેસવા માંડે તે વખતે તે કાંઠલો દુરબીનની શાફક મોં આગળ ધરવો તો તમને ઢોરના ટોળામાં જે ઢોર છેલ્લું દરવાજામાં પેસે તેને માથે ખવીશ બેઠેલો જણાશે, તમારે તે વખતે હુંશીયારીથી તેના માથાપરનો ટોપ ખેંચી લઈ પાસેના મંદીરમાં પેસી જઇ દ્વાર બંધ કરી દેવાં. જયારે તે ખવીસ ઈષ્ટદેવના સોગન ખાઇ તમને વશ થવાનું કબુલ કરે ત્યારે દ્વાર ઉઘાડી તેને ટોપ પાછો આપવો. પછી તમે તેને જે વખતે બોલાવશો તે વખતે હાજર થઇ તમારૂં બતાવેલું કામ કરશે. પણ તેને સાધતાં સાવચેતી એ રાખવાની છે કે જે ટોપ લઇ નાસી જતાં તેના હાથમાં સપડાઇ જવું નહીં, નહીં તો હેરાન થવું પડશે.

## * સ્ત્રી વશીકરણ વિધા.

જે દિવસે ગર્ભવતી સ્ત્રી અથવા વાંઝી મરી જાય તે દિવસે તેનું મડદું જે જગ્યાએથી જવાનું હોય તે જગ્યાએ એક બેવડીયો પૈસો (ઢબુ) મુકવો પછી જયારે તેનાપર થઇ મડદું જાય ત્યારે તે ઉપાડી લેઈ મુંગે મોઢે ઘેર જઈ લુગડાં કાઢી શમશાને જઇ જયાં તે મડદું બાળી લોકો

* આ નિશાનીવાળા વિષયો મેં સાંભળેલા છે તેમ ખરા ખોટા વિશે મારો મત કશો હાલ આપી શકતો નથી. કારણ કે તે વાત કોઇ જુદાજ રૂપની છે માટ.

ન્હાતા હોય ત્યાં તેમના ભેગા નાહી લેઇ સર્વેના ગયા પછી તે મઠઠાની શાખમાં તે ઢબ્બુ (બેવડીઓ પૈસો) ચોળી લઈ ઘેર આવી લોઢાની દાબડી કરાવી ઉપરના ઢાંકણામાં તે ઢબ્બુ જડાવવો આટલી ક્રિયા મુંગે મહોડે કરવી પછી જો સ્ત્રી વશ કરવી હોય તે સ્ત્રીના જમણા પગની રેત લેઈ તે દાબડીમાં પુરવાથી તે વશ થાય.

## સ્વપ્ના સમજવાનો સાર.

૧ સિંહ રથ, ઘોડા રથ, બળદ રથ, તેમાં બેઠા એવું દેખે તે રાજા થાય.

૨ ઘોડા, વાહન, વસ્ત્ર, ઘર કોઇ લઇ જાય છે એવું દેખે તો રાજ્ય ભય શોક બંધ વિશેષ અર્થ હાણી વિગેરે થાય

૩ સૂર્ય, ચંદ્ર, ગળ્યું પીવું દેખે તો પૃથ્વીનો ધણી થાય.

૪ સફેદ હાથીપર બેઠો. નદી કાંઠે શાલનું કરૂં છું— સમસ્ત દેશ પતિ થાય.

૫ પોતાની સ્ત્રીનું હરણ—ધનનો નાશ થાય.

૬ ધોળા સરપે જમણી ભુજાએ ડખ દીધો દેખે તો— રાત્રીમાં સહસ્ત્ર સોનૈયા પામે.

૭ માણસનું મસ્તક, મરણ, ભુજ, ખાઉં છું—રાજ્ય પામે.

૮ કાળી ગાય. ઘોડો. હાથી, પ્રતિમા દેખે તો શારૂં થાય. તે સિવાયની કાળી ચીજ માઠી શમજવી.

૯ માઠું સ્વપ્નું દેખી દેવની પુજા દેખે તો—સારી વસ્તુ પામે.

૧૦ ધરો, અક્ષત, ચંદન—મંગળિક થાય.

૧૧ રાજા, હાથી, ઘોડો, સુવર્ણ, બળદ, ગાય—કુટુંબ વૃદ્ધિ થાય.

૧૨ રથ બેઠા જાય—રાજા થાય.

૧૩ તાંબુળ, દહીં, વસ્ત્ર, ચંદન, જાય, બકુલ, કુંદ, મચકુંદ, ફુલ, વૃક્ષ—લક્ષ્મી પામે.

૧૩ દીપ, પાના, ફળ, પદમ, કન્યા, છત્ર, ધ્વજા, હારાદિક આભરણ—લક્ષ્મી મળે.

૧૫ હરણ, પ્રહરણ, ભુષણ, મણી, મોતી, કનક, રૂપું, કાંશાનું વાશણ વગેરે લઈ જતું દેખે તો ધનની હાની થાય.

૧૬ બારણા, ભાગોળ, હીંડાળો, પાવડી, ઘર ભાગ્યાં દેખે તેની સ્ત્રી મરણ પામે.

૧૭ પગરખાં છત્ર લાધ્યાં દેખે અથવા તીક્ષ્ણ તરવાર દેખે તો પરદેશ જવાનું થાય.

૧૮ જે વહાણમાં ચડગો તે ભાગ્યું ને પોતે તરી નીકળ્યો તો પરદેશ જાય ત્યાં લક્ષ્મી પામે.

૧૯ આંજવાથી નેત્ર રોગ રોમ છેદ દેખે—ધનનો નાશ થાય.

૨૦ ભેંસ, ઊંટ ઉપર ચઢી દક્ષિણ દિશાએ જાય—તે નક્કી મરણ પામે.

૨૧ કમળાકર રત્નાકાર જળે પુર્ણ નંદી તથા તીત્રનું મરણ દેખે તો ઘણું દ્રવ્ય પામે.

૨૨ ક્વાથ પીઉં છું—અતીસારનો રોગ થાય ને મરે.
૨૩ જાત્રાએ જાય પુજા કરે—ફળ વૃદ્ધિ થાય
૨૪ દહ સરોવરે કમળ ઉગ્યો દેખે—કોડ રોગે મરણ પામે.
૨૫ હાથી; ઘોડો, ગાડલું, સિંહાસન ઘરનાં વસ્ત્ર એટલું ગયેલું દેખે રાજાનો ભય થાય.
૨૬ હથિઆર, આભરણ, મણી, મોતી, સોનું અને રૂપું એટલાં વાનાંનો નાશ દેખે તો—તેનું ધન જાય અને માન પણ જાય.
૨૭ પોતાની સ્ત્રી કોઇ લઇ જાય છે—સંપદાનો નાશથાય.
૨૮ પોતાની સ્ત્રીને કોઈ દુ:ખ દે છે—કલેશ ઉત્પન્ન થાય.
૨૯ ગોત્ર માંહેની સ્ત્રી કોઇ લઈ જાય છે—તેના ભાઈ પ્રમુખ બંદીખાને પડે.
૩૦ પોતાનો હોલીઓ, પલંગ, ખાટલો, ધોળું વસ્ત્ર દેખે-પીડા ઉપજે.
૩૧ માણસના પગનું માંસ ખાઉં છું—રાજા થાય.
૩૨ પદમ સરોવર, સમુદ્ર, નદી ઉતરતો દેખે—ઘણું દ્રવ્ય પામે.
૩૩ ઉનું પાણી, ગાયનું છાણ ગોળમાં ભેળવેલું પીવું—અતીસારના રોગથી મર.
૩૪ દેવમુર્તિની પુજા કરૂં છું—સર્વે પ્રકારે વૃદ્ધિ થાય.
૩૫ દ્રવ્ય ઉપર કમળ ઉગ્યું દેખે તો—તેનું શરીર કોઢ રોગે વિનાશ પામે.

---

## સ્વપ્ન ફળવાનો સમય.

જે પુરૂષે જીતેંદ્રી પંચ ઈંદ્રી જેણે વશ કર્યાં હોય તેવા પુરૂષોને સ્વપ્ન ફળે છે.

રાત્રીના પેહેલા પોહરનું સ્વપ્ન એક વરસે ફળ આપે.
રાત્રીના બીજા પોહરનુ સ્વપ્ન છ માસે ફળ આપે.
રાત્રીના ત્રીજા પોહરનું સ્વપ્ન ત્રણ માસે ફળ આપે.
ચોથા પોહરનુ સ્વપ્ન એક માસે ફળે.
સવારે ઘડી રાત પહેલાં દસ દિવસે ફળે.
સુર્ય ઉગતી વખતે આવે તે તત્કાળ ફળે.

માઠું સ્વપ્ન લાગે તો પછી સુઈ રહેવું, અને કોઇને કહેવું નહીં. સારૂ સ્વપ્ન ગુરૂ પાસે કહેવું અથવા ગૌમાતાના કાનમાં કહેવું. સારૂં સ્વપ્ન દેખી સુવે તો ફળ ન પામે. કોઇ સ્વપ્નુ મુરખને ન કહેવું.

---

## માણસને માકડું બનાવવું.

કોઈ માણસની કદી મશ્કરી કરી ગમ્મત મેળવવી હોય તો તેને કહેવું કે ભાઈ તારો અવતાર માંકડાનો લાગે છે. તે કહેશે નહી હું તો માણસ છું તો કહેવું કે જરી આરસીમાં તારૂં મોં જોઇ લે એમ કહી તેને આરશી આપવી તેમાં જોવા દેવું પછી તેને કહેવું કે જો કેવું કાળું દેખાય છે તે કહે તો કે ના એ તો છે તેવું ને તેવુ છે. ત્યારે તેને કહેવું કે ઠીક છે. ત્યારે હું તને જયાં સુધી કહું

ત્યાં સુધી તારી આંખ્યો તું બંધ રાખ્ય હું તને અડકયા વિના તારૂં મોં તથા હાથ કાળા કરી દેખાડું એમ કહી તેની આંખ્ય બંધ કરાવી એક થાળીને દીવો ધરી તળે મેસ પાડી તે થાળીમાં પાણી ભરીને ને શખ્સના હાથમાં આપવી પછી તેને કહેવું કે થાળી ગોળ ફેરવ એટલે તે ગોળ ફેરવવા માંડશે તેથી નિચેની મેંસ બધી તેના હાથે ચોંટી જસે. પછી તેના હાથમાંથી થાળી લેઇ લેવી અને કહેવું કે તારા હાથ મોઢે ફેરવી જો તે હાથ મોઢે ફેરવશે કે બધી મેંસ મોંઢે ચોટશે પછી તેના આંખ્યો ઉઘડાવી હાથમાં આરસી આપશો તો તે કાળો ચહેરો જોઇ સરમાઇ જશે.

## રાક્ષસ જોવાની જુક્તી.

દિવસના બાર વાગે તડકે ઉભા રહી તમામ પડછાયા સામુ તમાર ત્રણ મિનિટસુધી એકી નજરે જોઇ રહેવું તે વખતે મન પણ વશ રાખવું, બાદ થોડે દુર એકદમ નજર નાંખવાથી તમારી નજરે ધુમાડાના રંગનો વિક્રાળ રાક્ષસ દેખાશે જેનું માથું આકાશમાં ને પગ પાતાળમાં.

## હઠીલો હજામ બનાવવાની કળા.

એક કાગળનું ગોળ પુત્તળું કરવું પછી તેની નીચે કોઠાનો અડધો છાલ મુકી તેપર કાગળ લગાડી એક અજાયબી હજામનુ ચિત્ર કરવું બાદ તેને ગમે તેટલી વખત નિચે નમાવશો તો પણ તે હઠીલો હજામ અક્કડ રહ્યા કરશે.

---

# ૪૫

## જાદુઇ વાસણ

એક ટીનના પતરાનો બે અથવા ત્રણ ઇંચ પોહોળો અને પાંચ છ ઇંચ ઉભો ડબ્બો બનાવવો અને તે ડબ્બાનું મોઢું ત્રણ ઇંચ પહોળું રાખવું અને તે ડબ્બાના તળીએ સોય જેવા ઝીણાં ઝીણાં કાંણાં પાડવા બાદ તે વાશણનું મોઢું ઉઘાડું રાખી એક પાણીથી ભરેલા વાસણમાં તે મુકવું, પછી તેમાં પાણી રેડી મજબુત બુચ મારી ગમે તે શખસને આપી તેની પાસેથી તેનુ ઢાંકણું ઉઘડાવવું જેવો તે ઢાંકણું ઉઘાડશે તેવોજ તે પાણીથી ભીજાઇ જશે.

---

## પ્રાચીન સમુદ્રીક લક્ષણનો લાભ.

૧ જેના નખ, પગ, હાથ, જીભ, હેઠ, તાળવું અને આંખોના ખુણા રાતા હોય તે સસાંગ લક્ષ્મી ભોગવે.

૨ જેની કાખ, છાતી, કોટ, (ગળાની હડપચી) તથા ગળાનો હડીયો, નાક, નખ ને મુછ એ છ ઘણાં ઉંચાં હોય છે પુરૂષ સર્વ પ્રકારે ઉન્નતી પામે.

૩ એ દાંત, ચામડી, કેશ, આંગળીના પર્વ એટલી રેખાઓ અને નિચે પાંચ જેનાં પાતળા સુક્ષ્મ હોય તે ધનવાન થાય.

૪ તેમ સાત અંતર નાક, ગળાનો ચણીઓ અને ભુજાઓ એ પાંચ જેનાં લાંબા હોય તે શખશનું આયુષ્ય લાંબુ સમજવું, તે ધનવાન થાય ને પ્રાક્રમી નિપજે.

૫ લલાટ, પેટ અને મુખ એ ત્રણ જેનાં મોટાં હોય તે રાજા થાય,

૬ શ્રીવા, જંઘા અને પુરૂષ ચિન્હ ટુંકા હોય ને રાજા થાય.

૭ બોલવાનો સ્વર, હુંડી. સત્વ ત્રણ ગંભીર હોય તે પૃથ્વીપતિ પરમાર થાય.

૮ આંખ શફેદ. કાબરચીત્રી, લાલ તે સખ મીજાજનો, બેશરમ, લુચ્ચો અને ઓછી અકલનો સમજવો.

૯ નાની દાઢી, તેજ આંખ, ખોલી પેશાની માથામાં પુસ્કુળ વાળ—તેનાથી દુર રહેવું તે ઝેરી સાપ જેવો સમજવો.

૧૦ લાલ શરાબી રંગના સખત—બહાદુરી દમાંગની ગંબુરરતી, નરમલાલ, નાતવાની ધારતી, બીકણ, બણું ઘતરાજ માણશ સમજવો, કાન ને ખાંધ ઉપર બાલ હોય તેઓ હીમતવાન પણ બેવકુફ, પેટને છાતી ઉપર ઘણા બાળ હોય, રોગી થવાની નીશાની જુલમગારીના કામો કરવાવાળો થાય. પીળા બાળ ચોરી ગુસ્સો બેવકુફ જેવે કાળા ભમર બાળ અક્કલ ને વિચારવત થાય. કાળા ને રાતા રંગના વિચાર સન તોલ જાણનાર થાય.

૧૧ કપાળ મોટુ, ભવાં આગળ કરચલી નહીં હોયે ટંટા બખેડા કરવાવાળો થાય. નાની પેશાની કમીના પણ સાધારણ પેસાની અને ભવાં આગળ કરચલી હોય સાચો હુશીઆર સણજવો.

૧૨ મોટા કાન મુરખાઇવાળો, મરદીનો ભંડાર, તુંડ મીજાજનો હોય, નાના કાન મુરખ ચોર સાધારણ સમધારણ વિચારનો જાણવો. .

૧૩ ભવાં મોટા કાળા બોલવામાં ઘણી સખ્ત ભાષા વાપરે, કાનની વચ્ચેના ભાગસુધીમાં લંબગોળ ખેંચાયેલા હોય તો તે ખોટી ડીંગ મારનાર ને મગરૂર હોય.

૧૪ આંખ લીલા રંગની ઘણોજ ખરાબ ને તેજસ્વી અદેખો, ઠરેલી આંખ્યો, નાદાનીયત, શીનાળી, હરકત કરનારો, નઠારો, રાતી આંખ બહાદુર, હુશિઆર, આંખની કીકીની આસપાસ પીળો રંગ યા તેવા પીળા રંગની આંખો તોફાની, ફીસાદખોર, આંખ લાંબી, પહોળી, નાની, મોટી, રંગ રૂપમાં સમધારણ અકલમંદ હુશિઆર ને પાક દાનત પાર બતાવે.

૧૫ નાક નાનું—નરમ સ્વભાવનો, વાંકુ—બહાદુર, પહોળું—દોસ્તદારી, વેપારમાં મશહુર થાય, મોટા નસકોરાવાળો—કરજ કરનારો ને લુચ્ચો હોય, ડાંડી આંખ સુધી પહોળી હોય, જુઠાનો પીર સમધારણ અકલવાળો હુંશિઆર.

૧૬ મોઢું મોટું—અક્કલવંત ને બહાદુર થાય.

૧૭ હોઠ પીળો—બેવકુફ ને ખરાબ. લાલ હોઠ—ડાહલો ને શાણો હોય.

૧૮ દાંત વાંકા ને સીધી હાર વગરના—મકરબાજ

ને બુરી વાતનો ફીતુરી. સીધી સરખી હારમાં–પ્રમાણીક ઈનસાફી.

૧૯ ગાલ ફુલેલ ને માંસના ભરેલા—બદ ખાસીયત નો, જાહેર ખરાબ, પીળા ગાલ—ખરાબ ખસુલતનો છે, સાધારણ રીતસર સારો.

૨૦ અવાજ મોટો બહાદુર નાનો બદગુમાની વહેમી સાધારણ સારો ફાયદો કરનાર, ગુંગણો મુરખ હેવાન આ સ્તે બોલે તે લાયકાતી બતાવે છે, વાતો કરતાં હાથના ચાળા બતાવનાર શાણો હુશિયાર.

૨૧ ગરદન ટુંકી મકરબાદ, ફીસાદીખોર હરામનું ખા ઉ, બીજાનું બુરૂ હમેશાં ઇચ્છનારો અને બીજાનું સારૂ થએ નાખુશ ને દગલબાજ, લાંબી પાતળી સાચો ને પર· મેશ્વરનો માણસ

૨૨ છાતી ને પેટ, મોટું પેટ સાદ ખરાબ ને ખોટો સમજવો સાધારણ છાતી અને પેટ અક્કલવાળો ,ને શાણો.

૨૩ ખાંધ ને પીઠ પોળી જોરાવર પણ અક્કલ થોડી નાજુક ખાંધવાળો અધરમ ને ખરાબ સમજવો.

૨૪ હાથ ને આંગળાં લાંબા—શાણો હીકમતી.

૨૫ પગનો નળા જાડો—નાદાનીની નીશાની તથા તુંડાઇખોર સાધારણ બુદ્ધિવાન સમજવો.

૨૬ આંખના રંગ—ભલુ રંગની આંખ્યો મિત્ર વધા રે ભલુ આંખ સ્રીની હોય તો નાજુકાઇ પ્યાર બીજાની મરજી સાચવવી. દુઃખો માટે દીલસાજી બતાવવી પોતાને

ઉત્સાહ ગણવાનો ગુણ પોતાના પતિને ઇશ્વર તુલ્ય જાણ-નાર સ્ત્રીજાતિના સઘળા કોમળ ગુણો તેનામાં હોય, બદામી આંખ શતરૂને વધારે કદાપી સ્ત્રીની આંખ બદામી રંગની હોય તો અદેખાઇ નીરદયતા અને વીશેષ જેટલા ગુણ બીલાડીના છે તેટલા ગુણ તેવી આંખવાળી બઇરીઓમાં હોવા જોઇએ ને પુરૂષની બદામી આંખ હોય તો વહેમી જીંદગી માટે તેમના બે પરવારી બીજાના દુઃખની બેદર-કારી શુરો હીંમતવાન ને ડામાડોલીયો થાય પણ મિત્રના કામમાં તત્પર રહેનારો હોય. રાખોડી રંગની આંખ સ્વ-ભાવનો થડો પણ ખરેખરો દીલાસોજ હોય છે. કવીના ગુણ પણ તેમાંજ હોય છે, લીલા રંગની આંખવાળા મા-ણસો હલકા, ઘાતકી અને લુચ્ચા સમજવા.

## સરપતા ડંખ ઉપર તરતના ઉપાય.

પહેલો—જે માણસને સર્પે ડંખ દીધો હોય તેનો હોઠ, જીભ વિગેરેમાંના ભાગ ફાટેલા અગર ચીરા પડેલા ના હોય અથવા કોઇપણ દાંત હાલતો ન હોય તો પોતે અથવા પોતાને કંઈ હરકત હોય તો પોતાના રોગ વિનાના બીજા માણસ પાસે તે ડંખવાળી જગ્યા કેટલીકવાર ચુસા વવી પણ ધ્યાનમાં રાખવુ કે ચુસતાં થુંક બીલકુલ ગળ વું નહીં. પછી ચુસનારાએ બ્રાન્ડી અગર કોઇપણ જાતનો જલદ દારૂ અથવા કોલનવાટર એ ત્રણમાંથી જે હાજર હોય તેના ચાર પાંચ કોગળા કરવા.

બીજો—કરડેલી જગ્યાના ચાર પાંચ આંગળ દુરની

ઉપરનો ભાગ દોરીથી અગર ગમે તે કપડાથી ઘણો મજ-બુત બાંધી લેવો તે એવી રીતે કે તે દોરી અગર કપડું માંસની અંદર પેસી જાય. વળી તેના ઉપર ચાર પાંચ આંગળ દુર બીજીવાર એમ ત્રણ ચાર ઠેકાણે મજબુત બાંધવાથી ઝેર શરીરના બીજા ભાગમાં ફેલાશે નહીં પછી ડંખવાળી જગ્યા ઉપરથી ચપુવડે લોહી કાઢવું એટલે ઝેર લોહીના સાથે બહાર નીકળી જશે પછી લોઢાના ખીલાનું માથુ આગમાં ઘાલીને અથવા બળતો કોયલો લઇને બે ઈંચ સુધી તે દાબી રાખવો.

---

## વીંછીની વેદના વીસરાવનારી વીસ વશીકરણ.

૧ ડંખવાળા ભાગ ઉપર ગ્યાસલેટ તેલ ( કેરોસાઈન) સારી પેઠે ઘસવું.

૨ મોટા છ ડુંગળીના કાંદાનો છુંદો કરી ચટકાવાળા ભાગ ઉપર તે છુદાને ખુબ ઘસવો.

૩ કપાસનાં પાંદડાં અને ચા એકઠા વાટી ડંખ ઉપર લેપ કરવો.

૪ ધોળી સાટોડી અગર કપાસના મુળ ચાવવાથી ઝેર ઉતરી જશે.

૫ નેપાળાને પાણીમાં વાટી ડંખ ઉપર ચોપડવુ.

૬ દીવાસળી ઉપરનું ફાસફરસવાળું લાલ ટપકું પાણીમાં ઘસી ડંખ ઉપર ચોપડવું.

૭ વછનાગ વાટીને ડંખ ઉપર ચોપડવું.

૮ નવસાર અને હરતાળ પાણીમાં વાટી ડંખ ઉપર લગાડવી.

૯ વીંછી ડંખે કે તરત આકડાના પાનને હથેળીમાં મસળી જરા રસ કાઢી તે રસ સુંઘવાથી છીંક આવશે ને ઝેરનું જોર જતું રહેશે.

૧૦ ડંખે કે તુરત બગાડ્યા વગર પોતાના શરીરના ગમે તે ભાગનો પશીનો સુંઘવાથી ઝેર ચડશે નહીં.

૧૧ કોળાના ડીંટડાને પાણીમાં ઘસીને ચોપડવું.

૧૨ વેગણના મુળીઆને પાણીમાં ઘસી ચોપડવું.

૧૩ પાણીમાં નિમક (મીઠું) મેળવી આંખમાં છાંટવું.

૧૪ બાળવાના લાકડાની રાખ પાણીમાં મેળવી ચોપડવી.

૧૫ આમસાર ગંધકને બચ્ચાંના પેસાબમાં મેળવી લગાડવું.

૧૬ ખાટા લીંબુનો રસ ચોપડવો.

૧૭ અરીઠાનું ફીણ કાઢી ડંખ ઉપર ચોપડવું

૧૮ કવચથી છોળી પાણીમાં ઘસી પોતું લગાડવું.

૧૯ આકડાના કુમળાં પાંદડાં છુંદી બાંધવાં.

૨૦ ખુબ દોડવા માંડવું.

## સાતપડાનું સત્યાનાશ કાઢનાર ઉપાય.

સાતપડો પગના તળીઆં અગર હથેળીમાં થાય છે તેમાં ઘણી અગન જાય છે તે જલદી પાકતો નથી તેમ સારો પણ થતો નથી.

૧ એરંડીઆના વાસણમાં દીવેલના ઠરા નામથી એળ થાતો જમલો નાએ ઠરી રહે છે તેને ગરમ કરી સાતપડા ઉપર બાંધવો.

૨ જખત્રાર, મનસીળા, હરતાળ, સિંદુર, ગંધક તથા કસીસને સરખે વજને લઈ મીઠા તેલમાં ઘસી તે દિવસ- માં બેવાર દરદ મટે ત્યાંસુધી લગાડવું.

૩ સુકા મરચા, મીઠું અને સુકી હળધરને સરખે વ- જને લઇ બારીક વાટી સાતપડા ઉપર બાંધવું.

## દાઝયા ઉપર ઉપાય.

૧ દાઝેલા ભાગ ઉપર તરત ગળી અથવા ખડી પા- ણી વાટી ચોપડવી.

૨ વાંસનો કકડો બાળીને તેની રાખ કંતાનના તેલમાં મેળવી ચોપડવાથી અંગ આગ ઓલાવશે.

૩ લખવાની સહી બળેલા બદન ઉપર ચોપડવી.

૪ છાશ, દહીં, આદી ગમે તે શરકો દાઝેલા ભાગ ઉપર ચોપડવો અગર તેમાં બોળી લુગડું તેમાં ભીના સુ- કું મુકવું.

૫ ગોળ અથવા લાલખંડ દાઝેલા ભાગ ઉપર દાબ- વાથી પ્રથમ તો પીડા કરશે પણ પાછળથી પરીણામ સારૂ આવશે.

૬ ભીનાં સુકાં ઇંડાંની સફેતી ચોપડવી.

૭ કળી ચુનો ૮-૧૦ તોલા લઇ ચાલીસ રૂપીઆભા- રના નવ કેર પાણીમાં ગાળી લઇ તેટલુજ તેમાં અળસી

નું અગર છેવટ તલનું મીઠું તેલ મેળવવું તેને ખુબ સારી સારૂ થાય ત્યાંસુધી દિવસમાં બે ચારવાર બળેલા ભાગ-પર લગાડવું.

૮ બળેલા ભાગ ઉપર બ્રાન્ડી ચોપડવી.

૯ ગોળના પાણીથી ભીના સુકું ભીંજવેલું કપડું મેળવું.

---

## કાનનું કષ્ટ કમી કરવાનો કીમીયો.

કાન સેજ દુઃખે તેમાં ચસકા થાય અથવા વહે તેના અકસીર ઉપાય.

૧ ગલગોટાના ફુલના લીલા પાંતરાનો રસ કાઢી કપડે ગાળી રોજ ગરમ કરી પાંચ સાત ટીપાં દિવસમાં બે ત્રણવાર કાનમાં નાંખવાં એમ તે ત્રણ દિવસ કરવું.

૨ ગરમીથી દુખતો હોય તો સ્ત્રીના દુધના અથવા લીંબુના રસનાં ટીપાં નાંખવાં.

---

## પાકેલા પરૂ નીકળતા તથા બાસ મારતા કાનના ઉપાય.

લીલો કુદીનો છુંદી તેના રસનાં પાંચ સાત ટીપાં બે વખત દિવસમાં નાંખવાં એમ બે ત્રણ અઠવાડીયાં સુધી કરવું, હમેશ પીચકારીથી કાન સાફ કરવો.

૨ ફટકડીના ફુલ કંકુખારનો વાટેલો ભુકો ભરાવવો અને ઉપર લીબુના રસનાં ટીપાં નાંખવાં, હમેશ પીચકારીથી સાફ કરવો.

## બેહેર બંધ કરવાનો ઉપાય.

૧ આકડાના પાતરાં અગ્નિ ઉપર ગરમ કરી તેનોરસ કાઢી તેનાં ટીપાં પાંચ સાત દિવસથી ૧૪ દિવસ સુધી નાંખવાથી ધાક ઉઘડી જસે.

૨ કુંગળી કાંદાના લીલા પાંદડાંના રસનાં ને તે ન મળે તો તેને છુંદી તેના રસનાં ચાર પાંચ ટીપાં દરરોજ દિવસ ૮ થી ૧૪ સુધી નાંખવાં.

## કાનનો મેલ કાપવાનો ઉપાય.

૧ મધ અને ધુપેલ અથવા કાચા તેલને સરખે વજને લઇ જરા ગરમ કરી સેવાતું થયે કાનમાં ટીપાં નાંખવાથી પોતાની મેળે મેલ બહાર આવે છે.

૨ જો કાનમાં કીડા પડ્યા હોય ને બહાર નિકળતા નાય તો જરા એળીયાને વાટી ગાયના ઘીમાં ઉકાળવો પછી તે ઘીને કાનમાં મુકવાથી કીડા મરી જાય છે.

## કાગ બિલાડી અગર.

૧ રેવંચીનો શીરો ટાંક ૧, સીકોતરીયો ટાંક ૧ અને રસવતી ટાંક ૧ ને કુમારના રસમાં ઘસીને ચોપડવાથી પાકીને ફાટી જશે અગર બેશી જશે.

૨ ઇંડાની સફાતી કળીચુનાને સરખે હીસ્સે મેળવી તેમાં રૂનું પોતું ભીંજવી ભીના સુકુ મુકવું.

૩ વડના અથવા ઉમરાના ઝાડના દુધને કોરા કપડા ઉપર લગાડીને બાંધવું.

૪ ડુંગળી કાંદાની પોટીસ બાંધવી.

૫ ગુગળ, રાઈ, મુળાના માથાના ધર્વસ અને કળીચુનાને સરખે હીસ્સે લઇ બારીક વાટી જુના તથા નરમ ગોળમાં મેળવી મલમ જેવી કરી તેની પટી લગાડવી.

## ખીલને ખસતાં કરવાનો ખુરમો.

ખુબસુરતીના ખાધરા ખીલ ગરમ વસ્તુ ખાધાથી હસ્તાન તથા ધાતુ વધુ જવાથી ચામડી મેલી રાખવાથી અને ઝાડો કબજ રાખવાથી થાય છે.

૧ હલકો જુલાબ બે ત્રણ વખત આંતરે લેવો.

૨ ગોરૂચંદન અને મરી ઘસી ખીલ ઉપર ચોપડવું.

૩ ભેંસના કાનમાંનો મેલ લીંબુના રસમાં મેળવી લગાડવો.

૪ ટંકણખાર નવસાર તોલા ૦ાા લઇ ત્રણ તોલા જડ લાલ મેળવી ભીના સુકું લગાડવું.

૫ ચાર તોલા અંગુરી સરખો અને બે તોલા મધને મેળવી લગાડવું.

૬ કડવા વાલ તથા જવના આટાને સરકામાં મેળવી લગાડવો.

૭ ટંકણખાર તોલા ૦ાા સાર તોલો ૧ લીંબાના રસના તોલા ૧૨ ને મેળવી ભીના સુકુ લગાડવું.

૮ મીઠા તેલ તથા ચુનાના પાણીને સરખે ભાગે મેળવી લગાડવું.

૯ કાળી દ્રાક્ષ વાટી ચોપડવી.

## સલેખમ સારૂ કરવાની સુચના.

૧ ઠંડી હવામાં બહાર નિકળવું કે ફરવું નહીં.

૨ ગરમ ઘરમાં રહેવું ને છાતી ગરમ રાખવી.

૩ ગરમ પાણીથી પગ ઝારવા.

૪ ગરમ પાણીમાં રાઈ નાંખી પગ બોળવા.

૫ ગળે બંધ બાંધીને પોશાક ગરમ પહેરવો.

૬ ગરમ દુધ તથા ચા પીવી.

૭ નાક ઉપર લવન્ડર અથવા કોલનવોટર ચોપડવું અથવા રૂમાલમાં છાંટી સુઘવું.

૮ એરંડીયુ અગર છેવટ કાચું તેલ દીવા ઉપર ગરમ કરી સુતી વખત નાક ઉપર ચોપડવું.

૯ ચોવીસ કલાકસુધી પાણી અગર કંઈ પ્રવાહીવસ્તુ પીવામાં ન લો તો પછી તદન શલેખમનો નાશ થાય છે.

૧૦ સરડકીયાં સલેખમવાળાએ તમખીર સુંઘવાની ટેવ રાખવી.

૧૧ સુતી વખત દાળીચા ખાવા ને પાણી ન પીવું.

૧૨ કાગળના કાકડાને સળગાવી નાકમાં દમ ખેંચી ધુમાડો લેવો.

૧૩ કાચના કટકા ધીમી આગ ઉપર તપાવી કપુર ભભરાવી જે ધુમાડો નિકળે તે સુંઘવો.

૧૪ એલચી તથા લવીંગ મોહામાં રાખવાં.

૧૫ હીંગ પાણીમાં નાંખી પીવું.

## દંત મર્દન.

દાંત એવી શોભા આપનારી તથા ઉપયોગી ચીજ છે કે તેનું સંરક્ષણ કરવામાં કાળજી રાખવી જોઇએ. આપણા દરેકમાં પ્રથમ પ્રભાતમાં ઉઠી દતધાવન કરવાનું કામ છે જે ઉપરથી દાંતની કેટલી સંભાળ રાખવી જોઇએ તેનો અડસટો નિકળે છે. વાસ્તે દત મર્દન સાથ મંજનનો ઉપયોગ કરવાથી દાંત સજજડ થાય છે મોંઢાની છારી તથા અત્યંત કંટાળો ઉપજાવતી બલા દુર થાય છે પોચા પડી ગયેલ અવાળેમાંથી લોહી નિકળે તે બધ થાય છે અને દાત સફેદ મોતીની હારડી જેવા સુંદર લાગે છે.

---

## હીરા બનાવવાની રીત.

ચોખો કાસ્ટીક પોટાસ ૧૬ તોલા, શપેનો ૮૫ તોલા, બોરાસીક આંસીડ ૪ાા તોલા, આરસીનીઅમ આસીડ પાા વાલ, ઘણીજ ઝીણી રેતી ૫૦ તોલા એ સઘળી ચીજો ઘણી ચોખી એક મુસમાં ભરી ભઠ્ઠીમાં ૨૪ કલાકસુધી ગાળવી, પછી તેને ધીમેધીમે ઠંડી પડવા દેવી. આ મેળવણીમાંથી મરજી મુજબ ચીજો બનાવવી. તે આબેહુબ હીરાની બનાવેલી હોય તેવી લાગશે.

---

## મોશમ વગર ઝાડ ઉપર ફળ લાવવાની રીત.

ખાતરની સાથે નવસાર અને ચુનો મેળવીને ઝાડના મુળમાં નાંખવાથી મોશમ વગર ફળ આવશે.

## સોનું બનાવવાની રીત.

(બાર રૂપીએ તોલાની કીંમતનું સોનુ) "સ્પેનીશકોપર" એટલે સ્પેનદેશથી આવતું ત્રાંબુ ૬ાા પેનીવેઢ, ચોખ્ખું રૂપું, ૩ાા પેનીવેટ, સોનું (ગીનીનું સોનું) ૨૯ પેનીવેટ, પ્રથમ ત્રાંબાને મુસમાં ગાળી તેમાં રૂપું તથા નાંખી ગાળીને મેળવણું.

## કાગળ ઉપર લખેલું દેખાય નહીં તેવી સાહી.

હરડાના પાણીથી લખેલું હોય તેના અક્ષર દેખાશે નહીં પણ તેની ઉપર હીરાકશીના પાણીથી પીછાં ફેરવવાથી અક્ષરો તરત કાળા રંગના થઈ જસે.

## લાકડાના પાટીયા ઉપર સોનેરી અક્ષર પાડવાની રીત.

પહેલાં પાટીયાની જમીનને જેવા રગની બનાવવી હોય તેવી રગીને ઉપર પીળા રંગના અક્ષર અથવા નંબર નાંખવા, પછી તે ઉપર ગોલ્ડ ઓઈલ સાઈઝ લગાડવું અને તે અક્ષર સુકાવા આવે એટલે ઉપર સોનેરી વરખ લગાડવો પણ તે લગાડતી વખતે વરખને પવન લાગે નહીં તેની સભાળ રાખવી, નહીં તો વરખ ઉડી જશે પછી ઉપર વારનીશ લગાડવું જો ગોલ્ડ ઓઇલ સાઈઝ બનાવવું હોય તો બેઝતેલમાં જરા હડતાલ નાંખી સારી પેઠે ઘુંટી ઘટ્ટ કરવું. અને પાતળુ કરવું હોય તો તેમાં ટરપીટન તેલ નાંખીને મેળવવું.

## આગમાં બળે નહીં તેવું છાપરૂં કરવાની રીત

ચુનો, મીઠું અને રાખ એ ત્રણ ચીજને સાથે મેળવી છાપરાને તળે ઉપર લગાડયું હોય તો આસપાસના ઘરમા આગ લાગે તે વખતે આ છાપર ઉપર દેવતા પડવાથીપણ સળગસે નહીં. જો સફેત રંગ પસદ ન હોય તો તેમાં થોડુંક દીવાનું કાજળ ઉમેરી કાળો રંગ કરવો.

---

## દુધમાંથી પાણી શોધી કાઢવાની રીત.

દુધમાં નાઈટ્રીક આસીડનાં એક બે ટીપાં નાંખતાંજ જો પાણીનો ભેગ હશે તો દુધ અને પાણી છુડાં પડી જશે

---

## ચોખું મધ પારખવાની રીત.

મધમાં ખાંડ અથવા શાકરની ચાસણી ભેળવીને વેચે છે, માટે મધનાં ૨૦ ટીપા તથા પાણીનાં ૬૦ ટીપાં લેઈ તેમાં થોડોક આલકોહોલ નાંખવો, જો તે મધ ચોખું હશે તો આ રીતથી તે દુધના જેવું સફેત થશે અને તેમાં ચાસણીનો ભેગ હશે તો તેમાંથી કાંજી જેવો ભાગ છુટો પડી નિચે ઠરી જશે.

## હીંગમાંથી ભેગ પારખવાની રીત.

હીંગના ગાંગડાને દીવાસળીથી સળગાવવો, જો તે કપુરની માફક એકદમ સળગી ઉઠે તો જાણવું કે તે હીંગ ચોખી છે અને ન સળગે તો ભેગ સમજવો.

## માંકડ દુર કરવાની રીત.

જે જગામાં માંકડ ભરાઇ બેઠા હોય તેમને ખંખેરી કહાડી તે જગોએ કપડાં ધોવાના સાબુના ઉકાળેલા પાણીથી ધોઇને સાફ કરી નાંખવી પછી તેપર ટરપેટાઇન કે ગ્યાશલેટ તેલ લગાડવું તેથી ફરી માંકડ થશે નહીં.

## ચમત્કારી જુલાબ.

એક સારૂં પાણીછલું નાળીએર લઇ તેને કાણું પાડી તેમાં નેપાળાનાં છોલેલાં બીઆં મોંસુધી ઠાંશી ઠાંશીને ભરવાં અને નાળીએરમાંનું પાણી એમનું એમ રહેવા દેવુ, પછી તેને લાકડાનો મજબુત ડાટો મારી તે ઉપર કામાંપડ મટી કરીને તે નાળીએરને પદર દિવસ સુધી ઉકરડા-ડાટીને કાઢવું, પછી અંદરના નાળીએરનું પાણી ટોપરૂ અને નેપાળો સર્વેને બારીક વાટવા પછી એક સ્વચ્છ કાચની બાટલીમાં ભરી રાખવુ. જ્યારે રેચ લેવાનો હોય ત્યારે તેનો લેપ ફક્ત ડુંટી ઉપર કરવો. એટલે થોડા વખતમાં જુલાબ લાગશે. જુલાબ બધ કરવો હોય તો લેપ ધોઇ નાંખવો એટલે જુલાબ બધ થશે.

---

## કપડાં જલદી સળગે નહીં એવાં કરવાની રીત.

નાના બાળકો બત્તીની સાથે રમત કર્યાથી તેમના કપડાં જલદી સળગી ઉઠે છે, તે કપડાં જલદીથી સળગી ન ઉઠે એવાં કરવાં હોય તો કપડાંને ધોતી વખતે જલદ

ફટકડીના પાણીમાં બોળીને નીચોવ્યા વગર સુકવવાં, જેથી તે કપડાં જલદી સળગી ઉઠે નહિ.

## નાચતી જાદુઇ વીંટી.

એક પોલી વીંટી બનાવવી તેમાં ઝીણું કાણું પાડવું પછી તે કાણામાં પારો ભરીને કાણાને મરોડીથી બંધ કરવું. પછી વીંટીને દીવા ઉપર ગરમ કરી ટેબલ ઉપર મુકવી એટલે જ્યાંસુધી પારો ઠાઢો પડશે ત્યાંસુધી ટેબલ ઉપર વીંટી ઉછળ્યા કરશે.

---

## લીંબુ કાપીને લોહી કાઢવાની કળા.

કપાસના ઝાડના લાલ ફુલનો રસ કાઢીને એક ચોખ્ખી છરી અથવા ચાકુના પાનાપર ચોપડીને સુકાવા દેવું સુકાય એટલે ફરીથી એ રસ લગાડવો. એ પ્રમાણે ત્રણ ચાર વખત કરી સુકવીને એ છરી અગર ચાકુથી લીંબુ કાપશો તો છરી અગર ચાકુના પાનાપર લોહીના જેવો રાતો રંગ દેખાશે.

---

## પાણી ઉપર બળતું કરવાની રીત.

પાણીથી ભરેલા એક વાસણમાં એક કપુરનો કડકો નાંખવો પછી તેને સળગાવશો તો તેમાંથી સફેદ રંગનાં બળતાં થશે, એટલુંજ નહિ પણ તે કપુરનો કડકો બળતો પાણી ઉપર અજાયબ રીતે તરી આવશે.

# વૈદકના વિષયો.

## મોહોડા ઉપર ખીલ થાય છે તેનો ઉપાય.

ઘણાખરા જવાન માણસના નાક તથા કપાળ તથા ગાલ ઉપર ખીલ થાય છે તેથી માણસનું સોહામણું મોઢું બીઆમણું દીસે છે, તે ખીલને દાબીને કહાડે ત્યારે અંદરથી ચીકણો બીયો અથવા પરૂ જેવું ચીકણું નીકળે છે તે ખીલ થાય ત્યારે પ્રથમ તો એળીઆની મેળવણીની ગોળીઓનો જુલાબ લે પછી મઠનો આટો સરકામાં ભીંજવીને મોઢા ઉપર ચોપડવો અથવા મરઘીના એદાના કોચલા અથવા મુરઘીનાં હાડકાં બાળીને તેને સરકામાં મેળવીને ચોપડ તેથી મટે ને એ સવથી ગુણ નહીં થાય તો પછી ધરાખના ઝાડનું લાકડું બાળીને તેની રાખ સરકામાં મળવીને ચોપડ તેથી મટે

## મરડાના ઉપાય.

હીમજી હરડે લઇને તેમાંથી અડધી કાચી રાખીને અડધી ઘીમાં તળી પછી તળેલી કાચી એકઠી કરી ખાંડી બારીક કરી તેમાં ખાંડ મેળવીને હથેળી ભરી ફાકે તો ભાત ભાતના મરડા મટે.

## તાવના ઉપાય.

સોનામુખી રૂ. ૧ ભાર, કરીઆતુ રૂ. ૧ ભાર, એ બે ઉને પાણી શેર ૦ાા મુકીને ઉકાળીને તેમાંથી પાણી શેર ૦ા રહે ત્યારે લુગડે ગળીને પીવું તેથી તાવ નરમ પડશે પણ સાંજ સવારે એ પ્રમાણે દિવસ ૨ સુધી પાવું.

## મોતીઓ તથા આંખના બીજા રોગનો ઉપાય.

મોતીઓ તથા પરવાળુ તથા આંખ દુખતી હોય તો ખાપરીયું રૂ. ૧ ભાર, ચીનાઈ સાકર રૂ. ૧ ભાર, પુરત ગાળી તપખીર રૂ. ૧ ભાર, હીમજી હરડે રૂ. ૧ ભાર એ સર્વેને ખાંડી બારીક કરીને લીંબુના રસમાં દિવસ ૭ સુધી ખલ કરવું. પછી તેને છાંયડામાં સુકવવું, પછી ભરી ભૂકો આંખમાં સાંજે આંજે તો ઉપર લખેલાં દરદો મટે. એ ઉપાય ઘણો ફાયદાકારક છે, તે કરેથી માલમ પડશે.

---

## ધાતુપુષ્ટી મરદીનો ઉપાય.

લવીંગ, અકલગરો, સુઠ એ સરખે વજને લઇ ખાંડી ઝીણું કરી સોબત કરતી વળા પુરૂષના છિદ્રની આસપાસ લગાવે છે ને પછી ભોગ કરતી વેળા એવી લહેજત પેદા થાય છે જે તેના સ્વાદનો પાર નહિ. એવું તીબેશાસ્ત્રી વઈદ કહે છે.

---

## મોઢું પાકે તેનો ઉપાય.

### પહેલો ઉપાય.

ચીનીકબાલા, એલચી અને કાથો એ ત્રણે જણસ ગાંધીને ત્યાંથી પૈસા ૧ ની લઇને એકઠી ખાંડી ઝીણો ભુકો કરીને મોંની ચાંદી ઉપર ભભરાવે તો તેની ચાંદી મટશે, પણ મોં નીચરતું મુકીને લાળ ઝરી જવા દેવી.

## બીજો ઉપાય.

ખડીઓખાર સોની લોકો વાપરે છે તે ગળાવીને વાટી બારીક ભુકો કરીને મધમાં મેળવીને ચાંદી ઉપર ચોપડી એમાં નીતરતું મુકવું એટલે ગરમી ઝરી જઇને સારૂ થશે.

## ઉધરસ અથવા ખાંસીનો ઉપાય.

જેઠીમધનો શીરો રૂ. ૨) ભાર, બાવળનો સફેદ ગુંદર રૂ. ૧) ભાર, કડીઓ ગુંદર રૂ ૨) ભાર, ઘઉંનો નીશાસો રૂ. ૨) ભાર, કાળાં મરી રૂ. ૦ા ભાર, સાકર રૂ. ૨) ભાર, કેસર રૂ. ૦ા ભાર એ સર્વેને ખાંડી ઝીણુ લુગડે ચાળી પાણી નાંખી ગોળીઓ કરવી, પણ તે ગોળીઓમાંથી સવારથી તે સાંજ સુધીમાં ગોળી પાંચથી તે ૫ દર સુધી આપવી કે ચુશીને રસ ગળામા ઉતારે. એ ખાસીવાળાને હલકું ખાવાનુ આપવું; દુધ, દહીં, છાશ, માખણ, ધી, તુવેરના દાળ એવી એવી ચીજો ખાવા ન આપવી. બદામનું તેલ ધીની જગ્યાએ ખાવા આપે તો ફાયદો થાય તથા બદામનું તેલ છાતીએ મસળવું જોઇએ.

## ચુંક તથા સુળવાયુ તથા મારચીનો ઉપાય.

સુંઠ રૂ. ૦ાા ભાર, સંચળ રૂ. ૦ાા ભાર, કાળાં મરી રૂ ૦ાા ભાર, પીંપળ રૂ. ૦ાા ભાર, સિંધવ રૂ. ૨ ભાર એ સર્વે જણસોને બારીક ખાંડી. ઝીણુ લુગડે ચાળી તેના બે ભાગ કરી એક ભાગ મધમાં ચટાડવો ને ઉપરનું પાણી અથવા ફુદીનાનો રસ પાવો, એથી પણ એ રોગ મટે છે.

# જૈનધર્મનાં વાંચવા લાયક પુસ્તકોનું લીષ્ટ.

| રાસનાં નામ. | રૂ.આ.પા. | પરચુરણ. | રૂ.આ |
|---|---|---|---|
| ચોવીસી વીસી સ્તવન | ૧-૮-૦ | શ્રીપાળ નોવેલ | ૦- |
| વિવિધ પુજા સંગ્રહ | ૧-૮-૦ | માનતુંગ માનવતી નોવેલ | ૦- |
| સઝાય માળા મોટી | ૧-૦-૦ | પ્રદ્યુમ્ન નોવલ | ૦- |
| કુમારપાળનો રાસ | ૦-૮-૦ | હરિબળ મચ્છી નોવેલ | ૦- |
| ચંદ્રશેખરનો રાસ | ૦-૮-૦ | સતિ લીલાવતી નોવલ | ૦- |
| વસ્તુપાળ તેજપાળ | ૦-૪-૦ | લાવણી સંગ્રહ | ૦- |
| ચંદરાજાનો રાસ | ૦-૮-૦ | ગહુંલી સંગ્રહ | ૦- |
| રત્નપાળ વહેવારીયાનો | ૦-૪-૦ | સલાકા સગ્રહ | ૦-૨ |
| શ્રેણીકરાજાનો રાસ | ૦-૪-૦ | સિદ્ધાચળનાં સ્તવન | ૦-૨-૦ |
| પંચપ્રતીક્રમણ સુત્ર | ૦-૪-૦ | જૈન મધર ગાયન રસ | ૦-૨-૦ |
| હરિશ્ચંદ્ર રાજાનો રાસ | ૦-૨-૦ | સતી લીલાવતી નાટક | ૦-૨-૦ |
| ચંદન મલ્યાગીરીનો રાસ | ૦-૨-૦ | નવસ્મરણ ગુજરાતી | ૦-૨-૦ |
| કાનહડ કઠીયારાનો રાસ | ૦-૧-૦ | પાર્શ્વનાથ સ્તોત્ર | ૦-૧-૦ |
| પરદેશી રાજાનો રાસ | ૦-૨-૦ | જૈન મંત્રમાળા | ૦-૧-૦ |
| ધરમબુદ્ધિનો રાસ | ૦-૨-૦ | લગ્નવિધિ ગીત સાથે | ૦-૨-૦ |
| સંગીતા લીલાવતી નાટક | ૦-૪-૦ | દેવસીરાઇ પ્રતિક્રમણ | ૦-૪-૦ |
| એલાચી કુમારનો રાસ | ૦-૨-૦ | ગોડીજીનાં ઢાળીયાં | ૦-૧-૦ |
| અંજનાસતીનો રાસ | ૦-૧-૦ | ગુણાવળીનાં કાગળ | ૦-૧-૦ |
| છ ભાઇનો રાસ | ૦-૧-૦ | જૈન ગરબાવળી | ૦-૧-૦ |
| કુયવન્ના શાહનો રાસ | ૦-૨-૦ | મલ્લીનાથનું વર્ણન | ૦-૧-૦ |
| સ્તોત્ર રત્નાકર શાસ્ત્રી | ૦-૪-૦ | શ્રી શારદાપુજન વિધિ | ૦-૧-૦ |

આ સિવાય બીજાં ઘણી જાતનાં નાટકો, નોવેલો, વારતાઓ તથા કાયદા વીગેરેનાં પુસ્તકો અમારે ત્યાં મળે છે, પોસ્ટેજનો અડધો આનો મોકલી મોટું પ્રાઇસ લીષ્ટ મફત મંગાવો.

**શા. છોટાલાલ છગનલાલ બુકસેલર.**

**ઠે. રીચીરોડની સડકપર—અમદાવાદ.**